


## પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧૭, | શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી | ૧૯૨૬ |
| ૧૮, | કુરુક્ષેત્ર : પ્રથમ કાંડ, યુગપલટો : (ત્રીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| | દ્વાદશ કાંડ, મહાસુદર્શન, (બીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૧૯, | ઉદ્‌બોધન | ૧૯૨૭ |
| ૨૦, | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૧, | સંસારમન્થન, (બીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, | વિશ્વગીતા | ૧૯૨૭ |
| ૨૩, | ઈન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૪, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | ૧૯૨૮ |
| ૨૫, | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૬, | જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૭, | કુરુક્ષેત્ર : ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| | પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

### ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવી આવૃત્તિઓ |
|---|---|
| ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ | પ્રેમકુંજ |
| શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| પાંચ ઉપનિષદો, સમશ્લોકી | શકુન્તલાનું સંભારણું |
| ધર્મમન્થન | મેઘદૂત |
| સંબોધન | ઉદ્‌બોધન |
| કુરુક્ષેત્ર : દ્વિતીય કાંડ : | વિશ્વગીતા |
| હસ્તિનાપુરના નિર્ઘોષ : | તૃતીય કાંડ : નિર્ધાર |







# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

| | | પ્રથમ આવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટી | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત-સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૪ થી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલી | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |









પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## પ્રથમ કાંડ, યુગપલટો

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૯

કીમત [illegible] પાંચ રૂપિયા.









પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧

---

આવૃત્તિ ૧ લી    ૧૯૨૬ શ્રી 'ગુજરાતી'ના
દીપોત્સવી અંકમાં
આવૃત્તિ ૨ જી    ૧૯૨૭ પ્રત ૧૫૦૦
આવૃત્તિ ૩ જી    ૧૯૨૯ પ્રત ૧૫૦૦

પ્રથમ કાંડ : યુગપલટો (૧૯૨૭)
ચતુર્થ કાંડ : યોધપર્વણી (૧૯૨૮)
પંચમ કાંડ : પ્રતિજ્ઞાદ્વન્દ્વ (૧૯૨૮)
દ્વાદશ કાંડ : મહાસુદર્શન (૧૯૨૭)

એમ '**કુરુક્ષેત્ર**' મહાકાવ્યના ચાર કાંડ છપાઈ ગયા છે; અને નીચે લખ્યા બે કાંડ આ વર્ષમાં—૧૯૨૯માં—છપાશે :

દ્વિતીય કાંડ : હસ્તિનાપુરના નિર્ઘોષ
તૃતીય કાંડ : નિર્ધાર

---

☛ ૧૯૨૭ની સાલ પછી પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટુંકી સહી હોય છે.

---

મુદ્રક :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર, ચાર રસ્તા, **અમદાવાદ**




युगपलटो

અથવા

श्री गोकुलेशमांथी कुरुक्षेत्रविधाता




**કુરુક્ષેત્ર**—નામના મહાકાવ્યનો આ પ્રથમ કાંડ શ્રી 'ગુજરાતી' પત્રના ઇ. સ. ૧૯૨૬ ના દીપોત્સવીઅંકમાં છપાયો હતો તે ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય—ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

આ કાંડ ઓકટોબર ૧૯૨૬માં રચાયો ને છપાયો હતો.

**ન્હાનાલાલ દલપતરામ કવિ**







## વિષયસ્ફોટન

મથુરા છોડી ગુજરાતને સાગરતીરે પધાર્યા પછી શ્રી કૃષ્ણદેવનો શો વિકાસ થયો ? એ આ કાંડનો મધ્યવર્તી પ્રશ્ન છે. કૃષ્ણદેવ સુન્દર મટી ભવ્ય થયા, એ આ કાંડનો ઉત્તર છે. એ સુન્દર ને ભવ્ય ઉભય સ્વરૂપો **रसो वै सः** ના જ નિરનિરાળા અવતાર છે એ આ કાંડનું રસસમાધાન છે.

ક્યા પ્રસંગને લીધે એમ થયું, ગુજરાતની કઈ સમૃદ્ધિએ એમને ઘડ્યા, યુગપલટાના મહાસંક્રાન્તે એમાં શો ભાગ ભજવ્યો, હસ્તિનાપુરના હથોડા એમના યે હૈયામાં કેવાક વાગ્યા વગેરે અનુષંગી કથાનકો છે.

મહારાષ્ટ્રીય વિદ્વાન ને ઇતિહાસપર્યેષક શ્રી ચિન્તામણ વિનાયક વૈદ્યે ‘કૃષ્ણચરિત્ર’ નામનો મનનીય ગ્રન્થ સ્વભાષામાં લખ્યો છે, ને ત્હેનું સંસ્કારી ગુજરાતી ભાષાન્તર થયેલું છે. એ ભાષાન્તરનાં છેલ્લાં ચાર પાનાંઓમાં શ્રી કૃષ્ણચરિત્રની સાલવારી આપેલી છે. તે ઉપરથી તારવેલી નીચેની સાલવારી આ ઐતિહાસિક કાવ્યનો કાળ, વાતાવરણ તથા ગુજરાતે પધાર્યા પછી શ્રી કૃષ્ણદેવનો થયેલો વિકાસ સ્હમજવામાં સારી સહાયતા કરશે ધારીને અહીં આપી છે.







| શ્રી કૃષ્ણદેવનું આયુષ્ય | ઇસ્વી સન પૂર્વેની સાલ | પ્રસંગ |
|---|---|---|
| શ્રાવણ વદ અષ્ટમી | ૩૧૮૫ | શ્રી કૃષ્ણદેવનો જન્મ: ગોકુલ પધારવું. |
| ૧૮ વર્ષ | ૩૧૬૭ | કંસવધ: મથુરામાં વાસ: સાંદીપનિ ઋષિને આશ્રમે. |
| ૨૨ | ૩૧૬૩ | હિમાદ્રિમાં પાંડુરાયનું મૃત્યુ; બાલપુત્રોને લેઇ કુન્તાજીનું હસ્તિનાપુર આવવું; કુન્તાજીના આશ્વાસન કાજે અક્રુરને હસ્તિનાપુર મોકલવા. |
| ૨૪ | ૩૧૬૧ | મથુરા સમેટી સાગર મધ્યે દ્વારિકા વસાવી. યુગ ઉંઘીને જાગેલા મુચકુન્દને કલિદર્શન. |
| ૨૫ | ૩૧૬૦ | રુક્મિણીવિવાહ |
| ૪૩ | ૩૧૪૨ | દ્રૌપદીસ્વયંવર. |
| ૪૫ | ૩૧૪૦ | ઈન્દ્રપ્રસ્થની સ્થાપના. |
| ૫૩ | ૩૧૩૨ | અર્જુન તીર્થયાત્રાએ. |
| ૬૫ | ૩૧૨૦ | સુભદ્રાહરણ. |
| ૬૭ | ૩૧૧૮ | ખાંડવવન બાળ્યું; અભિમન્યુનો જન્મ. |
| ૬૮ | ૩૧૧૭ | ધર્મરાજાનો રાજસૂય યજ્ઞ, ને શ્રીકૃષ્ણ-શિષ્ટાઈ. |
| ૭૦ | ૩૧૧૫ | હસ્તિનાપુરમાં દ્યૂત, ને પાંડવવનવાસ. સુભદ્રા મહિયરિયે. |







| | |
|---|---|
| ૮૩ | ૩૧૦૨ મહાભારતનું યુદ્ધ: ગીતા: વિરાટદર્શન. |
| ૮૪ | ૩૧૦૧ દ્વાપર ઉતર્યો, કલિ બેઠો. |
| ૧૧૯ | ૩૦૬૬ જાદવાસ્થળી ને શ્રી કૃષ્ણદેવનો દેહોત્સર્ગ |

આમ લગભગ એક સદી—આયુષ્યનાં ૯૫ વર્ષ શ્રી કૃષ્ણદેવે ગુજરાતખોળે ગાળ્યાં.

આ કાવ્યમાંનો વાર્તાપ્રસંગ સ્હમજવાને એ ૮ ગ્રન્થમાંથી નીચેના બે ફકરા ઉપયોગી થશે:

પા૦ ૧૨૮: દ્યૂતમાં હાર્યા પછી "ધર્મરાજા અને ચારે પાંડવો વલ્કલ પહેરી વનવાસ માટે નીકળ્યા: સતી દ્રૌપદી પણ વલ્કલ પહેરી ત્હેમની સાથે નીકળ્યાં. વૃદ્ધ કુન્તી વિદુરને ઘેર રહી અને પાંડવોની ઈતર સ્ત્રીઓ સુભદ્રા સહ પોતપોતાના મહિયેર દુ:ખ કરતી ચાલી ગઇ.'

પા૦ ૧૩૦: શલ્વને મા રી "શ્રી કૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા પછી પાંડવો દ્યૂતમાં હાર્યાની દુ:ખકારક હકીકત ત્હેમના જાણવામાં આવી. એટલામાં સુભદ્રા પણ અભિમન્યુને લઈ મહિયેર આવી. ત્હેના મોઢે પાંડવોનો અને વિશેષત: દ્રૌપદીનો થયેલો છળ સાંભળી ત્હેમને ઘણું જ માઠું લાગ્યું. પાંડવોને વનમાં મળી ત્હેમનું સાંત્વન કરવા માટે શ્રી કૃષ્ણ તત્કાલ નીકળ્યા."

પાને ૮૧ મેથી એક વધારે ફકરો ટાંકું છું:

27983







દ્વારિકા વસાવી યુધ્ધ આપવા પાછા ફરેલા શ્રીકૃષ્ણનો પીછો કાળયવને લીધો. ધોળપુરના ડુંગરાઓમાં ત્હેને દોરી જઈ એક ગુફામાં ત્રેતાયુગથી મુચકુન્દ પોઢેલો હતો ત્હેના નેત્રમાંથી નીકળેલી જ્વાલાથી કાલયવનને શ્રીકૃષ્ણે ભસ્મ કરાવ્યો. પછી "મુચકુન્દે હાલમાં કયો યુગ ચાલે છે એમ શ્રી કૃષ્ણને પૂછ્યુ. એટલે 'હાલમાં દ્વાપર યુગ પૂરો થવા આવ્યો છે, કલિયુગની શરૂઆત થઈ છે એમ સ્હમજો,' આમ શ્રીકૃષ્ણે ત્હેને કહ્યું. શ્રીકૃષ્ણને નમસ્કાર કરી મુચકુંદ ગુહા બહાર નીકળ્યો તો ત્હેને સર્વ વાત ચમત્કારિક જણાઈ. ન્હાનાં ન્હાનાં માણસો, ન્હાનાં ન્હાનાં વૃક્ષો, ન્હાની ન્હાની ગાયો, બળદ ઇત્યાદિ સર્વ જ જીવસૃષ્ટિ અલ્પ પરિમાણની, અલ્પ બલની અને અલ્પ ઉત્સાહની થયેલી જોઈ."







આભમાં કોયલો બોલે
એવી બંસી બોલતી હતી.
સાગર ને હિરણના સંગમતીરે
આભઢોળાઈ ચન્દનીના ઢગલા સમા
વેળુના ઉન્નત ઢગશિખરેથી
બંસી બોલતી હતી.

પ્હરોઢ ઉગવાને વાર હતી.
તે પ્રાતઃસ્નાન કરી પધાર્યાં હતા.
દુનિયા તજી જતા દેવત્વ જેવો
ચન્દ્રમા સાગર ઉપર લટકતો,
પૂર્ણિમા પશ્ચિમમાં આથમતી હતી.
હજી અરુણપગલીની પાંખડીઓ
પૂર્વના પડદાની પાછળ હતી.
ત્હો યે અન્તરિક્ષ ચમત્કારિક હતું.
એક યુગ ઉતરી બીજો બેસતો હોય
એવો મહાયોગ આભમાં જણાતો.

વાંસળી યે જાણે







છેલ્લીવેલ્લી વાગતી ન હોય
એવી અનુપમ મધુરપે વરસતી ;
મંહીથી જાણે સ્વાતીનાં મોતી ઝરતાં.

જગત જાણે થંભ્યું હતું.
પ્હરોડ ઉગતાં યે જાણે વાર લાગતી.
ચન્દ્રદેવ થંભ્યો ભાસતો,
તારકસંઘ થંભ્યો ભાસતો ;
આસ્માનનો ગેબી ગુંબજ
જાણે ફરતાં થંભ્યો ભાસતો ;
સાગરમાં હૈયું ઠાલવતી
હિરણ ક્ષણેક થંભી ભાસતી ;
કાલચક્ર ઘૂમતું થંભ્યું ભાસતું ;
જાણે જગતને યે ઘડીયેક
વાંસલડીએ મધુરપની મૂર્છા પાઇ.

સાગરની જલઘટાઓમાં,
અન્તરિક્ષનાં પલ્લવઝુંડોમાં,
ગગનની અતલ ગુફાઓમાં,




દિશાઓનાં નિઃસીમ વનવનમાં,
માધુર્યની કો ગેબી પાંખે બેસી
બંસીબોલ ઉડતા હતા.

"કૃષ્ણ!"

બંસીબોલનો યે પ્રાણ બોલે
એવો કલરવ મંજુલ હતો,
ને બંસીબોલમાં તે ડૂબી ગયો.

બંસી તો બોલ્યે જ રહી.
તારલીઓ મીટ માંડી ઉભી,
જાણે ગોપીઓનાં નેણલાં નભે ઉગ્યાં.
પછી સરિતા, સરોવર શી, હેલે ચ્હડી,
જાણે વ્રજાંગનાનું હૈયું.
સાગર હિન્ડોળે ચ્હડયો,
જાણે વ્રજની ઝાડીઓ.
જલપાંખડીઓ ઉપર પલાંઠી વાળી
આંથમતો ચન્દ્રદેવ
કાન માંડી બેઠો:




જાણે જગતનું ભાવિ આલોચતો
સમાધિસ્થ કો ઋષિઆત્મન.
અમૃતની ઝરમર સરિખડી
જગત ભરી મધુરપ વરસતી હતી. ૫૫

" કૃષ્ણા ! આજ શું વ્રજ સાંભર્યું ? " ૫૬

વડલાની ડાળ ધ્રૂજે,
અંગુલિઓ એમ ધ્રૂજી ગઈ.
મેઘહૈયેથી ઇન્દ્રચાપ પડે ને ઝીલાય,
અધરેથી એમ બંસી પડી, ૬૦
ને પડતાં પડતાં જ ઝીલાઈ.
બંસીનયનોમાં પરોવાઇ
બ્રહ્માંડ નિહાળતાં નયનો,
બીડાતાં પોયણાં શાં, બીડાયાં.
ને મીટ ભરી ઉઘડ્યાં ત્યહારે
લજ્જાની ગુલાબી પગલીઓ
આંબાડલીનાં પુષ્પોમાં પડેલી હતી. ૬૭

" કોણ–સુભદ્રા ! "







અરુણમાંથી ઉતરી ?
કે પ્રભાતની પાંખે પધારી ?
લો, બ્હેનડ ! પધાર,
દ્વારિકા પાવન થશે ત્હારે પગલે.
ક્યહારેક આવી છો ?
હસ્તિનાપુરના તો કુશળ છે ને સમાચાર ?
હા, આ આથમતી પૂર્ણિમા નિહાળી
રાસપૂર્ણિમા સાંભરી હતી.
ને રાસપૂર્ણિમાની રસવેણુ છેડી :
ત્યહાં બીજી બંસરી સમી
બ્હેનડ ! તું બોલી."

"કૃષ્ણા ! આ વ્રજ નથી;
આ તો છે ધરતીનો છેડો."

"હા, આ ધરતીનો છેડો છે.
ધરિત્રીનો છેડો ! ધરિત્રીનો–
ને આ પૂર્ણિમા આથમે છે–
આ સાગર ગરજે છે-"







"એ સાગર ગાજે છે?
કે કાલની નૌબત ગડગડે છે?" ૮૭

"યદુકુળની કોકિલા
આજ ભીષણુ બોલ બોલે છે." ૮૯

"હા, કૃષ્ણા ! હા, ૯૦
આજ કોયલ ઘોર શબ્દે ગાજે છે.
કારણુ કે ઘોર યુગ ઉગે છે,
કારણુ કે ધરિત્રી ભરીભરીને
ભીષણુ પડછાયા પથરાયેલા છે." ૯૧

"યદુકુલની કોકિલા નહિ;
ગાંડીવધન્વાની સહધર્મચારિણી
આજે ગાજે છે;
અભિમન્યુની માતા આજ ઉચ્ચરે છે.
કહે-કહે હસ્તિનાપુરના સમાચાર." ૯૯

"કૃષ્ણા ! ત્હેં નથી સાંભળ્યું ૧૦૦
–સારૂં જગત ભાખે છે તે–
કે યુગપલટો ઉગે છે?" ૧૦૨








 બ્હેનડ ! હું પૂછું છું
તે મ્હારે જાણવાને માટે નહિ ;
તું શું જાણ છ તે જાણવાને."

"મ્હારે સાંભળ, કૃષ્ણા !
જોરશોરથી જનતા ઉચ્ચારે છે
કે યુગપલટો આવે છે.
ચૌદ વર્ષ પછી કલિ બેસશે;
ને કલિનાં મંડાણ જ મંડાશે
મહાઘોર સંહારથી.
હસ્તિનાપુરના પાયા ડગમગ ડોલે છે."

"હા, ચૌદ વર્ષ પછી કલિ બેસશે.
ને મ્હેં યે સાંભળી છે
અઘોર-અઘોર એ ભવિષ્યવાણ
કે કલિના મંડાણને વર્ષે જ
કુરુક્ષેત્ર શોણિતશેડાથી ફાગ ખેલશે.
આજે અવલોકતો હતો આ વાતાવરણ.
જગત સ્હમજે છે સ્હવાર ઉગે છે;







હું નિહાળતો હતો ૧૨૦
પ્રભાતમાં આ રાત્રીની પગલીઓ." ૧૨૧

"એહું સાંભળ્યું છે, કૃષ્ણા !
કે શેષથી ભાર નથી સહાતો.
મથુરાનગરી સમેટી લીધી;
જળધિમાં ધરતી ઢોળાઇ જાય છે ત્યહાં
દ્વારામતી વસાવી મ્હારા વારે;
ત્યહારે ધરતી ધ્રૂજી હતી–" ૧૨૭

"પણ ત્યહારે કાલયોગ ન્હોતો ઉગ્યો
ધરતીનો ભાર ઉતારવાનો." ૧૨૯

"અને હજી યે કેટલેક ૧૩૦
આઘેરોક છે એ મહાસંજોગ ?
રાજસૂયયજ્ઞમાં ધજાગરો તો ચ્હડાવ્યો,
ભારતરાજકુલનો મુગટમણિ થઇ ઝગમ્યો.
હજી યે ક્યહારેક આદરવા છે
જીવનનાં મહામંડાણ ?
સાંભળીને લાક્ષાગૃહની વાર્તા ?







નિરખીને દ્રૌપદીની દામણી અવદશા ?
હજી યે વાંસળી વગાડવી છે ત્હારે ?
હવે તો હું યે લાજું છું.” ૧૩૯

“ બ્હેનડ ! વરઘોનો ડંકો વાગ્યે ૧૪૦
દેવનિશાન ફ્ડફ્ડતાં ઉડશે,
આસભેદન્તાં ને જયપંખાળાં.
સુભદ્રા ! બીજું શું જાણુ છ ?
આવી છો ત્ય્હારથી
વિમાસતો કીધો છે મ્હને.” ૧૪૫

“વીર ! રમત ક્ય્હાં સૂધી રમવી છે ?” ૧૪૬

“બ્હેનડ ! સાંભળઃ
સારી જીંદગી જ બ્રહ્મરમત છે–સુજ્ઞોને.” ૧૪૮

“રમત રસયોગીન્દ્રની યે હોય,
રમત રાજયોગીન્દ્રની યે હોય. ૧૫૦
ને નથી જોતો તું કે
બીજો યુગ ઉગે છે આ ?







આ કાલિન્દીનો છલખલાટ નથી;
આ તો સાગરઘોષણા ગાજે છે." ૧૫૪

"તું યે સાંભળ છ
ને હું યે સાંભળું છું
બદલાયેલા એ કાલબોલ." ૧૫૭

"દ્યૂતનાં છલ, દ્રૌપદી ચીરહરણ,
ધર્મનું અપમાન, પાંડવવનવાસ,
વારણાવટ, લાક્ષાગૃહ— ૧૬૦
શું શું તું નથી જાણતો ?
એ પોકાર ત્હને નથી બોલાવતા ?" ૧૬૨

"હું યે સાંભળું છું
બદલાતા યુગનાં એ આમન્ત્રણ.
દિશા-દિશામાંથી ન્હોતરાં આવે છે;
સાંભળું છું." ૧૬૬

"એ બંસીબોલના પડઘા છે ?
કે કાળની નૌબતના પડઘા ?" ૧૬૮

"એ છે કાળની નૌબતના પડઘા.







ખ્હેનડ ! તું સાચ્ચું ઉચ્ચાર છ :
હસ્તિનાપુર હિલોળે ચ્હડ્યું છે ;
શેષનાગ શિષ ધૂણાવે છે.
જો ! સુભદ્રા ! જો !
પૂર્ણિમા આથમે છે પશ્ચિમમાં.
નીતરી ગયાં એનાં અમૃતાંકરણો.
ને જો ! ઉગની ભવિષ્યલેખા શી
પૂર્વમાં અરુણોદયની પગલીઓ."

"એ તો છે સંહારના શ્રુતિબોલ.
હું તો સાંભળીને આવી હસ્તિનાપુરમાં ;
કલિયુગ સંસારનાં બારણાં ઠોકે છે."

"પહેલવહેલાં સાંભળ્યાં મુચકુન્દે
એ આવન્તા નવયુગનાં પગલાંઓને.
ત્રેતામાં ઉંઘેલા એ
દ્વાપરઅન્તમાં જાગ્યા ત્ય્હારે
કલિના પડછાયા પડ્યા'તા પૃથ્વીમાં.
ન્હાનાં વૃક્ષો, ન્હાની ગાયો,







ન્હાનકડાં ન્હાનકડાં માનવી,
ને એમના ન્હાનકડા શા ઉત્સાહ :
મુચકુન્દની આંખડીએ એ ચમત્કાર દીઠા
જગતમાં પધરાયેલા યુગપલટાના. ૧૯૦
બ્હેનડ ! તું બીજી સાંભળનારી
આવતા યુગની એ ઘોર પગલીઓને.” ૧૯૨

“ હસ્તિનાપુરમાં હું સાંભળીને આવી.
કૃષ્ણા ! રમત ક્ય્હાં સૂઝી રમવી છે ?
વ્રજનાં વન ને યમુનાનાં નીર ત્યાગ્યાં,
રમત ત્ય્હારે જ ત્યાગવી હતી.
હવે જો ! આ અનોખા અરુણોદય,
ને આ નવયુગના નવધર્મ ” ૧૯૮

“ બ્હેનડ ! તું કોને બોધ છ ? ” ૧૯૯

“ બ્રહ્માંડમુગટ શા મ્હારા વીરને. ૨૦૦
ક્ષણેક ન્હડે છે–કય્હારેક કય્હારેક–
બ્રહ્મદેવને યે પડછાયાની પામરીઓ.
કૃષ્ણા ! બંસીબોલ સમાપ્યા,




હવે શંખઘોષણા ગજાવ.
સરિતાતીરે બંસીબોલ શોભે,
સાગરતીરે શંખનાદ સોહાય.
લાવ, બંસી મ્હને દે ;
હું તે સોરઠિયાણીને સોંપીશ.
ઉઠાવ ત્હારો પાંચજન્ય,
ને ગજાવ સંસાર ભરીભરીને ૨૧૦
મહાસાગરના આ મહામન્ત્રો.” ૨૧૧

અર્જુનપત્નીના એ બોલથી
વાયુએ થરથરતો હતો. ૨૧૩

“જમનાતીરે તું ફૂલ હતો,
ને ફૂલ શું મધુરંડ ફોરમતો.
આજે જો! યુગપલટાના અરુણોદય.
સાગરતીરે–ધરતીને છેડે
આજ વીર મ્હારો છે જગમેઘ.
ને મેઘ શો ગડગડશે જગત ભરીને.” ૨૧૯

“ને સુભદ્રા! ત્હેં સાંભળી છે? ૨૨૦




એ બંસી ચે ઘેરી-ઘેરી બોલે છે.
આ વેણુ છે રેવતાચળનાં વનની :
મંહી ભરેલા છે સિંહશબ્દના હુંકાર."

"અર્ધી-અર્ધી સદીનાં, મ્હારા વીર !
અહીં-ધરતીની પરવાડે
ત્હેં જગત્‌તપેશ્વરીએ તપ માંડ્યાં :
અર્ધી-અર્ધી સદીભર
રેવતવનના સિંહનાદ ઝીલ્યા :
અર્ધી-અર્ધી સદીભર
સાગરતીરે સાગરમન્ત્રણા પીધી.
વ્રજમાં તું હતો મધુરપની ઝરમર :
સોરઠને આરે તું સોહાસણો
થયો ગાજન્તો મેઘાડંબર.
બંસીબોલ ઘૂંટાઈ ઘૂંટાઈને
મ્હારા કૃષ્ણદેવના થયા મેઘનાદ.
ગોપિકાનાં જીવન ઘડ્યાં :
હવે ભારતનાં ભાગ્ય ઘડ.
વ્રજનો રસવિધાતા થયો :






હવે થા ભારતના ભાગ્યવિધાતા.
જો ! અરુણ આશિષો વરસે છે.
યુગની બાજી સમેટી લે. ”

વીરાંગનાના શબ્દટંકારથી
પ્રાચીનાં બારણાં ઉઘડયાં,
અરુણની ટશરો ફૂટી,
ને નવયુગના ભાગ્યોદયના આંકડા શા
કુંકુમકિરણો આભભાલે આલેખાયા.
બધે કેસરિયો રંગ છંટાયો
—જાણે જગતે કેસરિયાં કીધાં.
પૂર્વનાં એ કેસરછાંટણાં
મહાસાગરે પણ હૈયે ધર્યાં,
ને દુનિયાને આરેઆરે જઈ ઉછાળ્યાં.

“ બ્હેનડ ! હસ્તિનાપુરના ચોકમાં
મહાભીષણ પગલાં પડે–ઉપડે છે,
આ સાગરલહરો એના પડછન્દવા.
કાનવાળા સૌ એ સાંભળે છે,







આંખવાળા સૌ એ જૂવે છે.
આજે ઉગે છે નવું જ પ્રભાત,
ને આજે જાગે છે નવું જ જગત.
પ્રભાતે ને પ્રભાતે, બ્હેનડ !
જગત તો નવલું જ ઉગે છે હો !
સૂતું હતું એ જગત ઉઠતું નથી.
કેટલા યે તારલા રાત્રિમાં ઉગે છે,
કેટલા યે તારલા રાત્રિમાં આથમે છે.
કાલે સન્ધ્યાકાલે સૂતું હતું
એ જગત આજે સ્હવારે નથી.
જગત એટલે જ વ્હેતાં પાણી.
સૂર્યદેવ એના એ છે,
મહાકાલ એનો એ છે:
ત્હો યે રોજ ને રોજ ઉગે છે
નવું જગત ને નવાં પ્રભાત.
સુભદ્રા ! સૌ યે સાંભળે છે આજ
આ યુગપલટાના પડછન્દવા.
નગરનગરના ચોકચન્દરવે





બોલે છે એ મહાબોલ.
હિમાદ્રિશિખરેથી પડતા–ગડગડતા
ગંગાના ધોધના પડઘા
ભારતઘેરન્તી સાગરઝાડીઓમાં ઘોરે છે.
દિશાઓ દિશાઓ સંગાથે વાતો કરે છે.
બદ્રીકેદારનાં ધર્મતીર્થ
રામસેતુને વાર્તા પૂછે છે,
જગન્નાથજીનાં જગત્તીર્થ
પ્રભાસને ઈતિહાસ પૂછે છે,
ગોકુળ–મથુરા–વૃન્દાવનની વનકુંજો
દ્વારામતીની સાગરકુંજોને કથા પૂછે છે.
જો ! ઉદયાચળે સૂર્યદેવ,
ને અસ્તાચળે ચન્દ્રદેવ:
પૂર્વે ને પશ્ચિમે જાણે કલ્યાણવાતો માંડી !
કિરણોનાં બાણુ ફેંકી ફેંકી
દિશાઓ જાણે દિશાઓને
અંગુલિઓના ઈશારા કરે છે.
હસ્તિનાપુરના રાજમહેલનાં




પગલાંની પડઘીઓ સાંભળતો નથી
ત્હેને કાન જ નથી લોકસંગ્રહના.
બ્હેનડ ! ત્હારો વીર બ્હેરો છે ?" ૨૯૪

"મ્હારો બન્ધુ છે બાવન વીર.
કૃષ્ણદેવ તો છે સાગર શા ગંભીરા." ૨૯૬

"જો ! આ અરુણોદયમાં જો !
હસ્તિનાપુરના સન્દેશા ઉતરે છે.
ધર્મરાયે રાજનગરી છાંડી ;
કુન્તામાએ રાજમહેલ છાંડયો ; ૩૦૦
જગત્‌લક્ષ્મી સમી દ્રૌપદી જતાં
હસ્તિનાપુરનાં તેજલક્ષ્મી હરાઇ ગયાં ;
ભારતકુળના કુલમહિમા સરિખડી
અન્ય મહારાણીઓ મહિયરિયે સિધાવી.
ને જો ! એ હસ્તિનાપુરની યે પાછળ ;
જરા ઉત્તરે, બ્રહ્માવર્તમાં, સરસ્વતીતીરે ;
ત્હારા જોગીનાથે ખાંડવવન બાળ્યાં'તાં ત્હેવા,
સળગતા ડુંગરાઓ સમોવડા,







કુરુક્ષેત્રમાંના ભડભડતા ભડકાઓ;
અઢાર ક્ષોણીઓનો સંહાર,
ભરતકુલનો મહાવિનાશ.
ઓર છે આજના પ્રભાતનો યુગપલટો."

"મ્હારો સમરથ વીર
બંસીનાદમાંથી શંખનાદ બોલાવશે,
કોકિલબોલમાંથી મેઘશબ્દ ગજાવશે,
કાલિન્દીના કલકલ્લોલમાંથી
સાગરઘોષણા ઘોરાવશે,
ભારતનો ભાગ્યવિધાતા થશે,
ગીતા ગાઈ જગદ્‌ગુરુ બનશે,
એવું ઉચ્ચરે છે આજનું પ્રભાત.
આજ ત્હારો પુણ્યોદય ઉગે છે,
આજ ત્હારી જીવનસિદ્ધિ પ્રગટે છે.
પૃથ્વીવાસીઓ ભૂલશે નહીં
આજનું પયગામવાહી પ્રભાત.
પૃથ્વીમાં ક્‌વ્હારેક જ ઉગે છે
આજનાં સમોવડાં પ્રભાત."







" પાંચજન્ય લાવી છો ? "

" પ્રકૃતિમૂર્તિ લક્ષ્મીજીને ઓરડેથી
પાંચજન્ય લેતી આવી છું.
સાગરઘોષણા પૂર ત્હારા શંખનાદમાં,
ને ગજાવ નગરનગરના ચોક.
મ્હને આપ એ વાંસલડી,
હું સોરઠિયાણીઓને આપીશ ;
અને સોરઠિયાણીઓ થશે
મધુરપની યુગમૂર્તિઓ."

" સુભદ્રા ! સાંભળ.
નરી આંખડલી દેખે છે
ક્ષત્રિયત્વને જગત જીતતું.
જગત્પડદાઓ પાછળ ન્હાળન્તાં નયણાં
નિરખે છે બ્રાહ્મણત્વને જગત જીતતું.
સંસારયજ્ઞનો આચાર્ય છે બ્રાહ્મણ ;
એ બ્રાહ્મણની યજ્ઞપ્રેરણા સોમવલ્લી ;
એ સોમવલ્લીના સ્વામી તે સોમનાથ.








ક્ષત્રિયતીર્થ હસ્તિનાપુરનો પડોશ ત્યાગ્યો,
બ્રાહ્મણતીર્થ સોમનાથનો પડોશ સાધ્યો.
ક્ષત્રિય એટલે જગતની વીરતા,
બ્રાહ્મણ એટલે જગતની ભવ્યતા.
પેખું છું આવતા કુરુક્ષેત્રના ઓળાઓને.
ગાંડીવધારીની સહધર્મચારિણી !
લે, મ્હારો કોલ છે:
જગતજ્યોતિષી બ્રહ્મા જગત્‌ભાગ્ય લખે,
ઋષિજન કો યુગવિધાતા થાય,
એવો થઈશ ભારતનો ભાગ્યવિધાતા.
દ્વાપરને સમેટું છું,
કલિનાં સોગઠાં માંડું છું.
ગોપીઓને બંસીનાદે રમાડી
એમ સિંહનાદે ખેલાવીશ સિંહોને.
આ અરુણોદયથી યે અધિકડા
ભાગ્યના આંકડા પાડીશ ભારતભાગ્યે.
મધુરપનું ફૂલડું ઉતારું છું હું ય તે.—
લે, આજથી છાંડું છું આ બંસી.







સ્મરણોને ચે ભૂંસું છું સ્મૃતિપટેથી.
મહાકાલના દુંદુંભીનાદ સમો,
ચૌદ લોકની ઘોષણા સરિખો,
ગજાવું છું મ્હારો શંખનાદ.
એ નાદે પાપના ઓટ થશે,
એ નાદે પુણ્યની ભરતી ચ્હડશે.
સુભદ્રા ! સાંભળ ત્હારા વીરનો શંખનાદ :
જાણે આભમાં કાળની પગલીઓ ગાજે." ૩૬૯

એણે ગહન દિશાઓ જોઈ, ૩૭૦
એણે ઉછળતો મહાસાગર નિહાળ્યો,
એણે આંખડીથી આભ માપ્યાં,
એણે અન્તરનાં અજવાળાં ઓળખ્યાં;
એણે પાયથી પૃથ્વી ઠોકી જોઈ.
પછી પુષ્પ સમી બંસરી
બ્હેનડ સુભદ્રાને દીધી,
કાલપુષ્પ શો પાંચજન્ય કરમાં લીધો.
ગજશૂંઢમાં કમલ શો શંખ શોભતો.



મેઘપાંદડીએ કો તારલો વિરાજે
એમ પાંચજન્યને અધરે પધરાવ્યો,
ને મ્હીં મહાપ્રાણ પૂર્યો.
બ્રહ્માંડ ભરી બ્રહ્મશંખ ગાજી રહ્યો :
જાણે નવયુગના યુગધર્મની
નવઋચાઓ ગરજી.

"બ્રહ્મો તપસ્ આદર્યું,
તપોધન બ્રહ્મ પ્રફુલ્લ્યું,
ને એમ નવસૃજન સરજાયાં :
એ ઉપનિષત્વાર્તા, વીર !
ત્હેં આજ સાચી પાડી.
આર્યો–અર્ધી સદીના સાગરવાસની
ત્હારી તપશ્ચર્યા ફળી આજ."

એ શંખઘોષણાથી
આભના મહાદુર્ગ ફાટ્યા,
ને મ્હીંથી સૂર્યદેવ પ્રગટ્યા.
ઉગતા સૂર્યમાંથી કિરણો ઉડે




એમ કૃષ્ણદેવનાં અંગઅંગમાંથી
અન્તરિક્ષભરતાં અજવાળાં ઉડી રહ્યાં.
મેઘવર્ણા દેહસ્થંભે
વીજળી શાં નયનબાણ રમતાં.
ચન્દ્રિકા મટી સૂર્યભર્ગ ભભૂકે
એમ પ્રતાપભાસ્કર સમા કૃષ્ણદેવ
સુન્દર મટી ભવ્ય થયા.

"મ્હારા યે જીવનમાં, બ્હેનડ!
યુગપલટો ઉગ્યો આજ.
આત્માની સરિતાના સાગર થયા."

"સુરાષ્ટ્રને સાગરવાસે થયેલો
એ ત્હારો આત્મવિકાસ, વીર!
ને એ યે **रसो वै सः** નો જ અવતાર.
બાલમુકુન્દ મટીને
વિરાટસ્વરૂપ થયો મ્હારો કૃષ્ણદેવ.
મનુષ્યોમાં હિમાદ્રિ શો ઉભો આજ."

વડલાને લતા નમે






સુભદ્રા એમ કૃષ્ણદેવને પ્રણમી રહી. ૪૧૩

યુગપલટાની મહાઘોષણા
સહસા એમ ગાજી ઉઠી.
ને મહાસાગરના મહાવનની
વિટપેવિટપે ને જલપાંદડીએ–પાંદડીએ
એ ભૈરવનાદની પગલીઓ પડી. ૪૧૮

એવે ભગવાન સૂર્યનારાયણે
કિરણગૂંથ્યું તેજકવચ ધરાવ્યું, ૪૨૦
તેજમંજરીનો મુગટ પહેરાવ્યો,
કિરણો વરસી કૃષ્ણદેવને આશીર્વાદ દીધા. ૪૨૨

આભમાં સહસ્ર મોરલા ગરજે
એવો એ શંખનાદ ગરજતો હતો. ૪૨૪

એ મહામહેરામણને આરે,
બીજા માનવમહેરામણ સરિખડા,
યુગપલટાની સાક્ષાત્ મૂર્તિ સમોવડ,
યુગપલટાનો શંખનાદ ગજાવતા,







કૃષ્ણદેવ ત્ય્હાં ઉભા હતા.
કાલલહરીઓ શી જલલહરીઓ ૪૩૦
આવી આવીને ચરણ ચુંબી જતી. ૪૩૧

સોમતીર્થના ભીષણઘોષ સાગર
આજે યે એ શંખનાદ ઘોરાવે છે. ૪૩૩








